પીજો પીવાડી મધુ અમૃત પુષ્પનું સૌ,
બીજું : ધરે પ્રભુજી તે લઇ મગ્ન રહેજો !



## સનમની શોધ.



પેદા થયો છું ઢૂંઢવા તુંને, સનમ !
ઉમ્મર ગુજારી ઢૂંઢતાં તુંને, સનમ !
છે દુશ્મનો લાખો ભુલાવા રાહને,
દુશ્મન બનાવી યાર અંજાયો, સનમ !

ગફલત મહીં હું, ઝાલિમો કાબિલ એ,
જૂદાઇ યારોની મઝા એને, સનમ !
જે રાહદારીમાં અમોને લૂટતું,
ઉમેદ બર આવો નહીં એની, સનમ !

ત્હારી મદદ કોને હશે, માલુમ નહીં,
શું યારના દુશ્મન સહે યારી ? સનમ !
પાંચે નમાઝે ઝૂકતાં ત્હારે કદમ
આડા ફરે છે બેખુદાઓ એ, સનમ !

છો દમબદમ ખંજર રમે ત્હારૂં દિલે,
કાફર તણું કાતિલ ખેંચી લે, સનમ !
તું માફ કર દિલદાર દેવાદાર છું :
છે માફ દેવાદારને મ્હારા, સનમ !

પીજો પીવાડી મધુ અમૃત પુષ્પનું સૌ,
બીજું : ધરે પ્રભુજી તે લઇ મગ્ન રહેજો !



## સનમની શોધ.



પેદા થયો છું ઢૂંઢવા તુંને, સનમ !
ઉમ્મર ગુઝારી ઢૂંઢતાં તુંને, સનમ !
છે દુશ્મનો લાખો ભુલાવા રાહને,
દુશ્મન બનાવી યાર અંજાયો, સનમ !

ગફ્લત મહીં હું, ઝાલિમો કાબિલ એ,
જૂદાઇ યારોની મઝા એને, સનમ !
જે રાહદારીમાં અમોને લૂટતું,
ઉમેદ બર આવો નહીં એની, સનમ !

ત્હારી મદદ કોને હશે, માલુમ નહીં,
શું યારના દુશ્મન સહે યારી ? સનમ !
પાંચે નમાઝે ઝૂકતાં ત્હારે કદમ
આડા ફરે છે બેખુદાઓ એ, સનમ !

છો દમબદમ ખંજર રમે ત્હારૂં દિલે,
કાફર તણું કાતિલ ખેંચી લે, સનમ !
તું માફ કર દિલદાર દેવાદાર છું :
છે માફ દેવાદારને મ્હારા, સનમ !

